# ક્રાસીન્સ્કી ચોક માં બિલાડીઓ



કારેન હેસ ચિત્ર : વેન્ડી વોટસન

# ક્રાસીન્સ્કી ચોક માં બિલાડીઓ

કારેન હેસ

ચિત્ર : વેન્ડી વોટસન



બિલાડીઓ દીવાલ ની તિરાડ માં થી,

અંધારા ખૂણા માં થી

અને રોડાં માં થી નીકળી આવે છે.



એ જાણે છે હું એને ફક્ત

મારો કોમળ સ્પર્શ, સ્નેહભર્યો અવાજ આપી શકું છું.

પણ મારી પાસે આવવા સિવાય કોઇ પર્યાય નથી એની પાસે.

ક્યારેક એ પણ બીજાની હતી.

એ સોફા ના તકિયા પર સૂતી હતી,

સ્ફટિક તાસક માં થી ખાતી હતી.

એ ધીરે થી ઘુરઘુર અવાજ કરતી હતી,

છાતી માં ચાસ પાડતી હતી

એને પ્રેમ કરવાવાળા ની હડપચી પર નાક ઘસતી હતી.

પણ હવે એના મખમલી માથા ને ચૂમવાવાળું કોઇ નથી.

હું હળવે રહી ને કહું છું, "તમને ખવડાવવા કંઇ નથી મારી પાસે."

પણ બિલાડીઓ ને એની પરવા નથી.

મારા થોડા પાઉં, પાણીવાળું સૂપ અને બટેટુ હું રાખી શકું.

જે એના થી ક્યાંય વધારે છે જે મારા મિત્ર માઇકલ ને ઘેટ્ટો (નાઝીઓ દ્વારા યહૂદીઓ માટે બનાવેલી બસ્તી) ની દીવાલ પાછળ મળે છે.

એને જરૂર નથી કે હું એને કંઇ ખવડાવું,

ખાવા માટે એની પાસે ઘણા ઉંદર છે.





દિવસ ની રોશની માં હું
બિલાડીઓ સાથે રમતી
વોરસો ની કોઈ પણ છોકરી જેવી લાગુ છું.
મારા યહૂદીપણા ની ચાડી ખાતો પટ્ટો
એ ચીથડાં સાથે એ વખતે સળગાવવામાં આવ્યો હતો
જયારે હું ઘેટ્ટો માં થી બચી ને બહાર નીકળી ગઈ હતી.

હું આજકાલ મહોરા ની જેમ મારો પોલિશ ચેહરો પહેરી રાખું છું,
હું પોલિશ ચાલ ચાલુ છું,
મારા હોઠોં માં થી પોલિશ શબ્દો નીકળે છે,
અને હું લગભગ સુરક્ષિત છું,
લગભગ અદ્રશ્ય પણ.
ક્રાસીન્સ્કી ચોક માં ચકરડી માં બેસી ને લથડીયા ખાતી છોકરીઓ
પાસે થી પસાર થતા હું લગભગ સુરક્ષિત છું.

મારી બહાદુર બહેન

મીરા,

પરિવાર માં બસ એ જ તો બચી છે.

મારી બહાદુર બહેન

એક યોજના બનાવે છે.

આ એની સૌથી તાજી યોજના છે,

ઘેટ્ટો માં ખાવાનું ચોરીછૂપી થી લઈ જવાનું.

એના મિત્રો રેલગાડી થી આવશે,

એમની પાસે ઝોલા હશે,

જેમાં કપડાં કે પુસ્તકો નહીં

પણ પાઉં, જવ અને ખાંડ ભરી હશે.





હું ઘેટ્ટો ની દીવાલ માં ની ચિરાડો
ક્યાં છે એ જાણું છું.
બિલાડીઓએ એનો રસ્તો મને બતાવ્યો છે.
મીરા ના મિત્ર આરીકે બનાવેલા નકશા માં હું એ જગ્યાઓ બતાવું છું.
"દરેક તિરાડ માં ખાવાનો સામાન ભરવામાં આવશે," મીરા કહે છે.
એ ચૂલા પર અમારો પાતળો સૂપ ઉકાળી રહી છે.
હું એને ક્રાસીન્સ્કી ચોક ની નજીક એ જગ્યા ની તિરાડ માં પાઉં
રાખવાનું કહું છું જ્યાં માઈકલ દીવાલ ની બીજી બાજુ રહે છે.
મીરા ને જોખમ ની જાણ છે,
પણ એ સમર્થન માં માથું હલાવે છે.
હું પલંગ પર લાંબી થાઉં છું
અને એ મોટા રૂમ માં રોશની નાચવા લાગે છે.

પણ નક્કી કરેલા એ દિવસે

જે સમયે રેલગાડી વોરસો તરફ સરકી રહી હતી,

આરીક અમારા રૂમ માં અચાનક ધૂસે છે,

એનો શ્વાસ ફૂલી ગયો છે. એ કહે છે કે ગેસ્ટાપો

(નાઝી પોલીસ) ને રેલગાડી અને ઝોલા ની વાત ની ખબર પડી ગઈ છે.

એ એના કૂતરા સાથે સ્ટેશન પર હાજર હશે,

જેથી કૂતરા સૂંઘી ને તસ્કર ને પકડી શકે.

આરીક અને મીરા ની આંખો માં જે દેખાય છે

એ મને મોડી રાતે દરવાજા પર પડતા ટકોરા થી પણ

વધારે ડરાવે છે.



અમે બિલાડીઓ ને એકઠી કરીયે છીએ

એક-એક કરીને.

મીરા અને આરીક, હેનરિક અને મારેક, હાન્ના અને આન્ના,

ટોસીઆ અને સ્ટાસિયા,

અમે બિલાડીઓ ને ટોપલીઓ માં ભેગી કરીયે છીએ.





અમે સ્ટેશન તરફ આગળ વધીયે છીએ.

ત્યાં અમે અહીં-તહીં ફેલાઇ જઇયે છીએ

રેલગાડી ના આવવાની રાહ જોતા.

ગેસ્ટાપો અને એના ઘૂરકતા કૂતરાઓ ની પાછળ.

અચાનક વરાળ અને સીટી ના અવાજ સાથે રેલગાડી
સ્ટેશન પર આવી ને ઉભી રહે છે.
યાત્રી ઉતરે છે.
કૂતરાઓ ને છોડી દેવામાં આવે છે.
એ મહિલાઓ અને માણસો તરફ,
છોકરીઓ અને છોકરાઓ તરફ દોડે છે,
જ્યાં થી પાઉં, જવ અને ખાંડ ની મહેક આવી રહી છે.
પણ એ પહેલા કે કૂતરાઓ એમની પાસે પહોંચે



અમે અમારી

ટોપલીઓ ખોલી
ને

બિલાડીઓ ને

છોડી દઈએ
છીએ.

સ્ટેશન પર અંધાધૂંધી મચી જાય છે.
ઝનૂની કૂતરા પોતાની ભૂખ ને
બિલાડીઓ તરફ વાળે છે.
બિલાડીઓ બધી બાજુ દોડે છે,
એ તિરાડો વચ્ચે થી સંકોચાઈ ને
બચી નીકળે છે.
અંધારા ખૂણા માં ગુમ થઈ જાય છે,
ખુલી જગ્યાઓ વચ્ચે થી ભાગી જાય છે.



ચોરીછૂપી થી લાવેલો સામાન

સ્ટેશન થી ગાયબ થઈ જાય છે.

અમારી તરફ ના વોરસો માં થી ગાયબ થઈ જાય છે.

દીવાલ થી, દીવાલ ની ઉપર થી, દીવાલ ની નીચે થી,

બધું ઘેટ્ટો માં પહોંચી જાય છે.

એ સામાન માં મારી ટોકરી પણ છે

જેમાં એક આખું પાઉં છે

માઇકલ માટે.

કૃતજ્ઞ હાથો એને લઈ લેય છે.

ચકરડી નું સંગીત હવા માં તરે છે અને ક્રાસીન્સ્કી ચોક પર
એક રૂપેરી આભા ની જેમ ઉપર ઉઠે છે.



## લેખિકા ની કલમ થી

2001 માં મેં એક ટૂંકો લેખ વાંચ્યો જેમાં બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન ની એ ઘટના નો ઉલ્લેખ હતો કે વોરસો ના રેલ સ્ટેશન પર કેવી રીતે બિલાડીઓએ ગેસ્ટાપો ને હંફાવ્યા હતા. આ લેખ મારી અંદર ઊંડે સુધી વસી ગયો. હું પોલેન્ડ ગઈ અને વોરસો ના ઘેટ્ટો અને ત્યાં ના યહૂદીઓ દ્વારા નાઝીઓ ના વિરોધ વિષે તપાસ કરી. ત્યાં મને જે બે મહત્વપૂર્ણ સ્રોત મળ્યા એ હતા - રિંગેલબ્લુમ આર્કાઇવ અને અડીના બ્લેડી શ્વાઇગર નું પુસ્તક આઇ રિમેમ્બર નથીંગ મોર. ક્રાસીન્સ્કી ચોક માં બિલાડીઓ ના શીર્ષક સાથે લખાયેલા આ પુસ્તક ની કાલ્પનિક મોટી બહેન મીરા ના પાત્ર ની પ્રેરણા મને અડીના બ્લેડી શ્વાઇગર થી મળી. આ કથા ની રૂપરેખા અને એનું તથ્ય યહૂદીઓ દ્વારા નાઝીઓ વિરુદ્ધ ના બ્લેડી ના નિજી અનુભવો પર આધારિત છે.

## ઐતિહાસિક તથ્ય

સપ્ટેમ્બર 1939 માં, એટલેકે દ્વિતીય વિશ્વયુદ્ધ ની શરૂઆત માં પોલેન્ડ ની રાજધાની વોરસો પર જર્મની એ હુમલો કર્યો અને એના પર કબ્જો કર્યો. ગેસ્ટાપો (જર્મન પોલીસ) એ યહૂદી સ્ત્રી-પુરુષો અને બાળકો ને વોરસો અને એની આસ-પાસ ના ઇલાકા માં ખદેડયા અને એને શહેર ના એક નિર્ધારિત ઇલાકા (ઘેટ્ટો) માં રહેવા માટે મજબૂર કર્યા. એ ઇલાકા માં વસેલા બિન-યહૂદીઓ ને આદેશ આપવામાં આવ્યો કે એ એના ઘર ખાલી કરી દેય. ઘેટ્ટો ની ચારે બાજુ ઇંટ ની દીવાલો ચણવામાં આવી જેથી યહૂદી અને બિન-યહૂદી એક-બીજા થી અલગ-અલગ રહે. જ્યાં સુધી બધા યહૂદીઓ ને ભેગા કરીને વોરસો ના આ ઘેટ્ટો માં પહોંચાડવામાં આવ્યા, ત્યાં સુધીમાં ત્યાંની વસ્તી એટલી વધી ગઈ હતી કે ઘેટ્ટો રોગ અને ભૂખમરા ના અડ્ડા બની ગયા. દરેક દિવસે સેંકડો સ્ત્રીઓ, પુરુષો અને બાળકો ઘેટ્ટો ની સડકો પર બેહોશ થઈ પડી જતા. કારણકે એ એક પણ ડગલું વધારે ચાલી નહોતા શકતા. અને ત્યાં એમનું મૃત્યુ થઈ જતું.
જુલાઈ 1942 માં જર્મની એ વોરસો ના યહૂદીઓ ને બીજા સ્થાનો પર પહોંચાડવાનું શરુ કર્યું. સૌથી નાના અને સૌથી વૃદ્ધ ઘેટ્ટો માં થી ગાયબ થવા લાગ્યા. પહેલા હરેક દિવસે 2000 લોકો, પછી 10,000, અને એના પછી 20,000 લોકો. જે સૌથી નબળા હતા એને વોરસો છોડયા પહેલા જ મારી નાખવામાં આવ્યા. આખરે ઘેટ્ટો ને સાવ ખાલી કરવામાં આવ્યા, સિવાય એ લોકો ને જે હથિયાર ના કારખાના માં કામ કરતા હતા.

શરીર અને મન થી થાક્યા હોવા છતાં, ઘણા યહૂદીઓઓ એ નાઝીઓ નો વિરોધ કર્યો. હજારો બહાદુર યુવકો અને યુવતીઓ એ નાઝીઓ ની યોજનાઓ ને અસફળ કરવાની કોશિશ કરી. એમણે વિરોધી સમૂહો બનાવ્યા. જયારે પણ સંભવ હોય જયારે તેઓ નાઝીઓ માટે પરેશાની ઉભી કરતા. નિજી સંકટ વહોરીને તેઓ લોકો ને ઘેટ્ટો માં થી બહાર કાઢતા અને હથિયાર, ખાવાનો સામાન અને દવાઓ અંદર પહોંચાડતા. આ રીતે એમણે હજારો યહૂદીઓ ને બચાવ્યા.
ઓગસ્ટ 1943 માં જયારે વોરસો ઘેટ્ટો ના યોદ્ધાઓ સાથે આખરી લડાઈ શરુ થઈ, ત્યારે જર્મન સેના બધી રીતે સારી સ્થિતિ માં હતી. એ છતાં, મુઠ્ઠીભર બીમાર, ભૂખ થી અધમરા અને ઘાયલ ઘેટ્ટો વાસીઓ એ જર્મન સેનાનો સામનો ચાલીસ દિવસો સુધી કર્યો. જર્મન સેનાએ બૉમ્બ વરસાવ્યા, ઘેટ્ટો ના મકાનો ને આગ લગાડી. પણ એનો વિરોધ કરી રહ્યા યહૂદીઓએ એ જાણવા છતાં કે જર્મનો ને હરાવવા અસંભવ છે, એમના હુમલા ભોંયતળિયા, કાતરિયા અને ગુપ્ત ગલીઓ માં થી ચાલુ રાખ્યા. એ મરતા શ્વાસ સુધી જર્મનો સાથે લડતા રહ્યા.
બેશક દરેક યહૂદી મર્યા નહીં. જે યહૂદી પોલિશ હોવાના બહાના કરીને ઘેટ્ટો ની દીવાલ ની બીજી બાજુ આર્યન વસ્તી માં રહેવા લાગ્યા હતા, એમણે સેંકડો યહૂદીઓ ને ઘેટ્ટો માં થી નીકળવામાં મદદ કરી. ગરદન સુધી ગંદા અને બદબૂદાર વોરસો ની ગટર ને પાર કરીને એને આઝાદ કર્યા. યુદ્ધ પૂરું થયા પછી ઘેટ્ટો માં થી બચેલા આ આખરી લોકો સામે આવ્યા. એમણે નાઝીઓ ની બર્બરતા નું સત્ય ઉજાગર કર્યું.



ક્રાસીન્સ્કી ચોક ની બિલાડીઓ પણ

ક્યારેક કોઈ ની માલિકી ની હતી...

અને એ છોકરી પણ, જેના પરિવાર ને યુદ્ધે ખતમ કરી નાંખ્યું હતું. યુદ્ધ ની ઉથલ-પાથલ વચ્ચે એ છોકરી અને એની મોટી બહેન કોઈ રીતે બચવાનો સંઘર્ષ કરી રહ્યા હતા. એ છતાં એમણે એમનો જીવ જોખમ માં મૂકી ને એ લોકો ની મદદ કરી જે વોરસો ના બદનામ ઘેટ્ટો ની દીવાલો ની અંદર ફસાયેલા હતા.